12-1-1923

# જ્ઞાન ગંગા.

Reg. No. 6

The pure spirit shall flow
Back to the burning fountain whence it came,
A portion of the eternal.

— P. B. Shelley.

77



હીરાલાલ છોટાલાલ બક્ષી. બી. એ.

# જ્ઞાન ગંગા.

સી. જીનરાજદાસ કૃત.

What we Shall teach નો અનુવાદ.

લેખક અને પ્રકાશક.

હીરાલાલ છોટાલાલ બક્ષી બી.એ.

મળવાનું ઠેકાણું.

બ્લેવેટસ્કીલોજ થીઓસોફીકલ સોસાયટી

એપોલોસ્ટ્રીટ, કોટ, મુંબઇ.

૦-૮-૦

આ પુસ્તક ભારત સેવા પ્રેસ, ૫૯ ઘસવાડી, ઘોબી તળાવ, લોહારચાલ સ્ટ્રીટમાં, રા. હરજીવન **કાલિદાસ મહેતાએ** છાપ્યું અને

**રા. હીરાલાલ છોટાલાલ બક્ષીએ**

નાંદોદમાંથી પ્રગટ કર્યું છે.

# અનુક્રમણિકા.







# પ્રસ્તાવના.



**સી.** જીનરાજદાસ સિંહલદ્વીપના એક ધર્મચુસ્ત પિતાના સંતાન છે. સને ૧૯૦૦ માં કેમ્બ્રીજની સેન્ટ જહોન્સ કોલેજમાંથી એમ. એ. ની ડીગ્રી સંપાદન કર્યા પછી ઇટલી અને અમેરિકામાં જાહેર કાર્ય કરી તેમણે પોતાનું નામ પ્રસિદ્ધ કર્યું છે. તેઓ Comparative Religion જગદ્ધર્મો અને Natural Sciences પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રના એક અથંગ અભ્યાસી હોવા ઉપરાંત કાયદા, ફીલસુફી, ઇતિહાસ, અને ફ્રેન્ચ, જર્મન, ગ્રીક, લેટીન, સંસ્કૃત તથા પાલી ભાષાનું સારૂં જ્ઞાન ધરાવે છે. તેમણે પોતાનું જીવન **થી**ઓસોફીકલ **સો**સાયટીને અર્પણ કર્યું છે અને તે સોસાયટી દ્વારા સમાજને સર્વાંગ સુંદર બનાવવા તેઓ વિવિધ દેશોમાં લોકકલ્યાણનાં કાર્યો કરી રહ્યા છે. એક વેળા તેઓ કોલમ્બોમાં આવેલી આનંદ બુદ્ધિસ્ટ કોલેજના વાઇસ પ્રીન્સીપાલ

હતા; આજ તેઓ **થી**ઓસોફીકલ **સો**સાયટીના વાઇસ પ્રેસીડન્ટનું સ્થાન ભોગવે છે અને પ્રેરણા પ્રેરિત પોતાનાં સંગીતભર્યાં લખાણો અને ભાષણો દ્વારા અનેકનાં જીવન ઉજ્વલિત કરી રહ્યા છે.

મ્હને એમની પ્રથમ પીછાણ મદ્રાસથી સાત માઇલ દૂર આવેલા રમણીય અડીયારમાં થઇ હતી. આજ તેને સાત વર્ષ વીતિ ગયાં છે પણ તે દરમ્યાન એમનાં લખાણોમાં મ્હેં જે ઉત્સાહભર્યો રસ લીધો છે તેનેજ અંગે 'વોટ વી શેલ ટીચ'નો આ અનુવાદ ગુજરાતી વાંચકગણ સમક્ષ રજુ કરતાં અત્યંત આનંદ થાય તો તે અસ્વાભાવિક નથી. **સી.** જીનરાજદાસની કૃતિઓ જો ગુજરાતીમાં ઉતરે તો ગુજરાતી સાહિત્યની એક સારી સેવા બજાવી ગણાય એજ આશયથી આ શ્રમ ઉપાડયો છે. પણ હું મ્હારા આશયમાં કેટલે અંશે સફળ થયો છું તેની પરીક્ષા કરવાનું કાર્ય મ્હારા ગુર્જર બંધુઓને માથે મુકું છું.

અંતમાં સાહિત્ય અને કલા, ધર્મ અને ફીલસુફી ભર્યું આ ન્હાનકડું પુસ્તક **સી.** જીનરાજદાસના

વિચારોની અચ્છી પીછાણ કરાવશે પણ એમનાં લખાણો એટલાં તો સંગીન અને ભાવપૂર્ણ છે કે ઉપર ચોટીયું વાંચનારને તે ભાગ્યેજ ફલપ્રદ નીવડશે. આ વિચાર–કુસુમોની સુવાસજ એવી સુંદર છે કે જાણે તે કોઇ એક દેશ કે કોઇ એક કાલ કરતાં સર્વદેશીય ને સર્વકાલીનજ ન હોય ! અન્યને પણ એજ ભાસ થાય એજ યાચના !

આ પુસ્તક છપાવવા માટે ગુજરાત કાઠીયાવાડ થી ઓસોશીકલ ફેડરેશન તરફથી મ્હને રૂ. સો ઉછીના આપ્યા બદલ ફેડરેશનનો હું આભારી છું. વળી રા. તુલજાશંકર ધીરજરામ શાસ્ત્રીએ પ્રુફો તપાસી આપ્યા બદલ તેમનો પણ આભાર માનું છું.

કેટલાકને મ્હારી ભાષા કઠણ લાગવાથી પાછળ શબ્દકોષ ઉમેર્યો છે. ભવિષ્યમાં વધારે સરળ ભાષામાં લખવા પ્રયત્ન કરીશ.

તા૦ ૧ ઓકટોબર ૧૯૨૨.
મુંબઇ.

અનુવાદક.

# પ્રારંભ વચન.

આપણી આગળ પથરાયલા ભાવિના યુગોમાં તમે તથા હું આપણાં માનવ બંધુઓને આ શિક્ષણ આપીશું. જે આનંદ આપણા અંતરમાં ઉમેરાયો છે તે આપણા વિચાર, શબ્દ અને કાર્ય વડે તેમનામાં આણવા નિત્ય નિત્ય આપણે મથન કરીશું.

કારણ કે એક પરમ વ્યક્તિએ આપણને જેમ આનંદ સીમામાં આણ્યા છે તેમ તેનાજ કરકમળેથી તેવોજ આનંદ પ્રાપ્ત કરવા હજારોને આપણે તેમના પાદપદ્મ આગળ આણીશું. આ રીતે તમે ને હું તેમના નામે એક ભીષ્મ પ્રતિજ્ઞા લઇ કાર્યમાં ઝંપલાવીશું.



# પરમ સ્નેહી.



द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ॥

**भगवद्गीता.**

દૃશ્ય ને અદૃશ્ય સર્વ પ્રદેશોમાં ભૂત, વર્તમાન અને ભવિષ્યનો **પરમ સ્નેહી** માત્ર એકજ છે. જનમંડળ તે **સ્નેહી**ને **વર** અને **વિભુ**, સૂર્યમાળાનો **સ્વામી** કે **પતિતપાવન** એવાં અનેક નામોથી ઓળખે છે; કેટલાક તેને **યશોદા** કે **સરસ્વતી** ય કહે છે; કેટલાક તેને કમલ કુસુમની **દેવાંગના** કે **લીલા** કુળની **મહારાણી** ય કહી સંબોધે છે.

જીવનમાત્ર તેનુંજ જીવન છે. ચેતનથી ધબકતો રજરજેવડો વિદ્યુત તણખો ય તેનું જીવન જીવે છે; જેના ચરણ આગળ હજારો જન ટોળે મળતા હોય એવો મહાન લોકસંઘ ઉદ્ધારક પણ એનુંજ જીવન ગ્રહે છે અને એનાજ સ્નેહ વડે ચાહે છે. ગતિ

અને પ્રકૃતિ, જીવન અને ચેતન, સર્વ વસ્તુઓ દ્વારા એ ચાહે છે. સકળ સૃષ્ટિ એના પ્રેમની પ્રતિકૃતિ, માત્ર માયા જ છે.

અજાયબ રીતે એ પોતાની સ્નેહક્રિયા આદરે છે. આકાશમાં દબાણ અને ખેંચાણ કરે છે, ગતિનાં બિંદુઓ રચે છે, તેમને અણું અને પરમાણુંમાં સંયુકત કરેછે અને નિરંતર એ ચાહે જાય છે. એક પળે રાગ અને બીજી પળે દ્વેષ કરાવે છે કિન્તુ આ ઉભય એના પ્રેમનાજ પ્રકારો છે. હકાર અને નકાર, સંયોગ અને વિરહ, એના પ્રેમમાં માત્ર સ્વપ્ન સમાનજ છે.

અવસાનને એ વિદ્યમાન કરેછે, જીવનની સાથેજ ભય શરૂ થાય છે તથા વનસ્પતિ, પશુ અને માનવ જે એનુંજ જીવન છે તે કરમાઇને પંચત્વ પામે છે. છતાંય મરણ તો ભ્રાંતિજ છે કારણ કે પોતામાં એમનો સ્નેહ ફરીથી છલાછલ કરવાને આકૃતિઓ વિનાશ પામેછે અને અગાઉ કરતાં તેમનો સ્નેહ વધારે પ્રમાણમાં વ્યકત કરવા તેઓ વધારે

મ્હોટી શકયતાઓ સહિત પુનર્જન્મ લેછે. જો આપણે એમની સાથે સ્વપ્નસૃષ્ટિઓ સૃજી શકીએ તોજ આપણે સમજી શકીએ કે એમનો સ્નેહ આવડો અસીમ છે તેથીજ એમનો સંહાર પેઁ આવડો અપરિમિત છે. કારણ કે સ્નેહે તો સદૈવ ઉન્નત પ્રાપ્તિઓ સાધ્ય કરવી જોઇએ. સંહાર કરનાર અને સંહાર થનાર એ પોતેજ છે; વિશેષ દિવ્ય સ્વરૂપોમાં વિરાજમાન થવાનેજ, પ્રત્યેક નૂતન સ્વરૂપ દ્વારા વિશેષ અનુપમ રીતે ચાહવાનેજ એ (આકૃતિઓને) છિન્નભિન્ન કરે છે.

મનુષ્યોને ઇર્ષા અને ઇજા કરાવનાર પણ એજ છે. સ્વાર્થ ને કલહ, હિંસા ને યુદ્ધ આપણા જીવનપટપર પ્રગટ થાય છે પણ એ સઘળા એના પ્રેમ–પ્રગટાવના પગથાર છે. કારણ કે સર્વ લોક દ્વારા એ સ્વપ્ન કરે જાય છે. પ્રહાર કરનાર તેમજ પ્રહાર રૂઝવનાર હરેક એનું એક સ્વપ્ન છે. ઉભય ઓછાવત્તી એનો સ્નેહ આચ્છાદે છે પણ સ્નેહ–સામ્રાજ્યના દિવસના તરંગો કરતો એ બન્નેની પાછળ ઉભેલ છે. કારણ કે દ્વેષી

મનુષ્યમાંથી સ્વ અને અન્યનું રક્ષણ કરવામાં બલવાન હોય એવો સ્વાત્માર્પી અને અગ્રણી ઉત્કર્ષશે; પિયૂષવર્ષી (Healer) માંથી પોતેજ મોકલી શકે એવાં સ્ફુરણની પ્રતિકૃતિ ઉતારી શકે એવો પવિત્ર સંત અને કળાશાસ્ત્રી નીપજાવશે. સ્વાર્થ ને સેવા, તૃષ્ણા ને ત્યાગ, દ્વેષ ને કામ, સ્નેહ ને વંદન—આ સૌ નિજ જીવનના અનંત સ્નેહસ્વપ્નના પગથારજ છે. યુગના યુગ વહી જાય છે; અગ્ન્યાસ્ત્ર ને નીહારિકા, ગૃહો ને ઉપગૃહો, ખનીજ ને વનસ્પતિ, પશુ ને માનવ અવતરી અલોપ થાય છે. આ સૌ પોતાની પ્રિયતમા—સ્વસ્વરૂપ આત્માઓ—વિષેનાં એનાં સ્વપ્ન છે. કારણ કે પોતાની પ્રિયતમાને કાજ એ એક ઉપહાર યોજી રહ્યા છે અને તેમનો આ સ્નેહ-ઉપહાર તૈયાર થાય તે પૂર્વે કરોડો વર્ષના કષ્ટની આવશ્યકતા રહેશે. કિન્તુ એ ધન્ય દિવસની પ્રભા પ્રકટશે એમ એ નિઃસંદેહ જાણે છે અને તે દિવસ આવે નહિ ત્યાં સુધી એ આપણામાં અને આપણી દ્વારા તરંગાવલિઓ ગુંથે જાય છે તથા પરમ સ્નેહી અને તેમની પ્રિયતમા एकमेवाद्वितियम् છે એમ પ્રત્યેક જાણને સિદ્ધ થાય નહિ ત્યાં સુધી પ્રતીક્ષા કરતા એ ઉભા છે.

# અન્વેષણ.

My bounty is as boundless as the sea,
My love as deep; the more I give to thee,
The more I have, for both are infinite.

—*Shakespear.*

પોતાને ખ્યાલ પણ ન હોવા છતાં સર્વ મનુષ્યો હરેક પગથારેથી પરમ સ્નેહીનેજ શોધી રહ્યા છે. તેઓ ગમે તે સ્થળે હોય ત્યાંય તે તેમનીપર સ્મિત રેલાવી રહ્યા છે એ એમના પ્રેમનો એક ગુહ્ય વિભાગ છે. એ કયાં છે તે શોધવામાં ડાહ્યા લોક પે કેટલીક વેળા ગોથાં ખાય છે.

પ્રથમ એ વિત્તભાવનામાં વિદ્યમાન થાય છે. પુરાણા ભૂતકાળની પામર અવસ્થાએ મેળવવું અને માલીક થવું એજ એક અગ્ર વિચાર અને અગ્ર લાગણી હતાં. આપણા શસ્ત્રને, આપણા શૌર્યના સ્મારકને, આપણી આજ્ઞામાં રહેતા પશુ કે માનવને આપણે વળગી

રહેતા. આવી વસ્તુઓ આપણી પાસે હોવાથીજ આપણને જીવનમાં વિલાસ આવતો. અન્યના હક્કોનો આપણને કયાં ખ્યાલ હતો ? સ્વઇચ્છા બર લાવવી એજ રીત આપણે જીવનમાં શિખ્યા હતા. સામ્રાજ્ય ભોગવવામાંજ આપણે કાજ શકિત સમાયલી હતી. આપણી હાજીયતો પુરી પડતી ત્યાં સુધી ઇતરને શું થતું તેની આપણને લેશ પણ પરવા ન હતી.

અને છતાંય આ સર્વેની ભીતરે એ વસેલા છે એનું આપણને રહેજ યે ભાન ન હતું. કારણ કે વસ્તુઓ પર આપણે માલકી ભોગવતા તદપિ બદલામાં તે આપણનેજ બંધન કરતી; માલકીનો હાથ જેમ જેમ વધારે પ્રસરાવતા જતા તેમ તેમ આપણને વધારે ને વધારે ફસામણ થતું. સ્વતંત્રતાની સીમા ઓળંગી આપણે પરતંત્રતામાં પ્રવેશી ચુકયા હતા. જે વસ્તુઓને પાસે રાખવાની લલુપ્તા હતી તે જીવને જ્યારે આપણી પાસેથી છીનવી લીધી ત્યારે આપણી શૃંખલાબદ્ધ સ્થિતિને અંગે આપણને વેદના થવા લાગી.

હિંસા, કામ અને ગર્વદ્વારા આપણી અતિતીવ્ર વિત્તભાવના ઉદ્દભવતી. હિંસામાંજ એકવેળા જીવનની સમાપ્તિ હતી. અન્યની ઉપર આપણીજ ઇચ્છા સર્વોપરી છે તથા આપણી સામે થવામાં તેનાં છેદન થતાં—આવી અને આવી વસ્તુઓનું ભાન આપણા જીવિતને ટકાવી રાખતું, છતાંય તે આપણને સતત દુઃખ દેતાં કારણ કે ઇતરને આપણી આજ્ઞાનુસાર વર્તવા ફરજ પાડતા તોય તેની ઇચ્છાને આપણે નમૂળી કરી શકતા નહિ; જ્યાં સુધી તે આપણી દૃષ્ટિ મર્યાદામાં હોય ત્યાંજ સુધી તેની ઇચ્છા આપણે આધીન હતી. તેનીય એક સ્વતંત્ર ગૂઢ ઇચ્છાશકિત હતી જે વારંવાર ઇનકાર પામ્યા છતાંય વખત આવે અન્યનો ઇનકાર કરવાની સ્વતંત્રતા સ્થાપિત કરતી. આપણા એ ગુલામ સાથે આપણે બંધાઇ ચુકયા હતા. આપણે આપણા માર્ગેય સ્વતંત્ર રીતે વિચરી શકતા નહિ; આપણને નાપસંદ હોય એવી રીતે એ સ્વતંત્ર છે એ વિચારોથી તો આપણે ગાંડા બની જતા. આપણે ઇચ્છા કરતા પણ કોઇ અન્ય વ્યકિત રાતદિન આપણી

ઇચ્છાની ધૃષ્ટતા કરે જતી. આ સૌ ધૃષ્ટતા કરનાર તે પરમ સ્નેહીજ હતા.

કામવાસના દ્વારા ય કંઇક એવીજ જીવનભાવના આવતી. દેહની લલુપ્તાઓ કરવી, વિકારો વડે તેની જરૂરીયાતો વધારે જવી, પ્રત્યેક લાગણીની નીચ વાસનાના મોજામાં ઘસડાઇ જવું—આવી વસ્તુઓમાં જ એક વેળા જીવનની મીઠાશ હતી, પણ અંતે તો આ સર્વ વેદનાનેજ લાધ્યે જતી. કારણ કે વાસનાને સંતુષ્ટવી એ બળતામાં ઘી હોમ્યા સમુ છે. અને ઉપભોગનાં સર્વ સાધનો પાસે હોવા છતાં આ અધમ વાસનાનો અંત આવતો નહિ પણ વિકૃતિ પામી ઇચ્છાનું સ્વરૂપ સજતી અને ઇચ્છા આપણુને લલચાવતી. છતાંય ઇચ્છિત વસ્તુને આપણે પ્રાપ્ત કરી શકતા નહિ. ગૃહણ કરીને આપણુને એટલુંજ ભાન થતુ કે ગૃહણ કરેલ વસ્તુ સાચી નથી પણ ફાની છે અને તેથી તે સાચી વસ્તુ ભૂતના ભડકાની માફક આપણુને આગળને આગળ અનુસરાવતી. વિકારમાંથી વાસનામાં, વાસનામાંથી સ્નેહમાં, સ્નેહમાંથી અપ્રાપ્ય

માં– એમ જીવન મનુષ્યોને અનુવર્તાવે છે. પણ આમ અદૃશ્યપણે અનુવર્તાવનાર તો તેજ **પરમ સ્નેહી** છે.

અને છેવટે ગર્વ વડેજ આપણું જીવન એક વેળા છલાછલ ઉભરાતું. અન્ય જનોમાં ન હોય એવો એક સદ્‌ગુણ આપણામાં વિરાજમાન છે, આપણો ન્યાય અતિ સંપૂર્ણ અને સાચો છે, બીજાઓને અમાન્ય હોય છતાંય આપણામાં શકિત અને અમિરી નિવાસેલાં છે એનું ગુપ્ત ભાન–આવા આવા વિચાર અને આવી આવી લાગણીઓ આપણને એક જોરદાર જીવનભાવના પુરી પાડતું. કારણ કે સામાન્ય જનસમૂહથી આપણે અળગા રહેતા. પણ એવાંય કાળચક્ર આવતાં કે જ્યારે દિનતાની અંધાર ખીણોમાં આપણે ડુબવું પડતું કારણ કે જીવન આપણા મૂલનો ઇનકાર કરતું, ભાગ્યદેવીની અકૃપાનાં મંડાણ થતાં અને માત્ર અન્યાયનાંજ દાન આપણને આવી મળતાં. આ સર્વની ભીતરેથી કોઇ આપણને ટહુકે જતું કે વિગતોની સત્ય સીમા તજી આપણે અહંકાર અને અંધારીના ઓછાડ ઓઢયા છે. એક વિરાટ ગર્વ આપણા

ગર્વની સન્મુખ થતો; એક વિરાટ ન્યાય આપણો ન્યાય હડસેલી મુકતો; જીવન અને અરણ્યના જે પગથાર આપણે તુચ્છકારતા ત્યાંજ એક વિરાટ ઇચ્છા આપણુને આણી મુકતી. આ વિરાટ ગર્વ અને આ વિરાટ ન્યાય તે **પરમ સ્નેહી**નાંજ હતાં.

પછી અર્પણદ્વારા નિજ અન્વેષણ કાજ તે આપણુને શિખ દેતા. આપણાથી ન્હાનાઓ તરફ, આપણી સેવના કરતા પ્રાણી તરફ આપણે સ્હેજ વધારે માયાળુ વર્તન કરતાં શિખતા; તે વહી શકે તેનાથી તેનો બોજો વધારે ન હોય તેની સંભાળ રાખતા; તે આપણી શી શી સેવાઓ સાધી શકે તે ઉપરાંત બદલામાં આપણે તેને જલ આહાર કરતાં શું વધારે આપી શકીએ તેનોય વિચાર કરતા. આપણો કર્તવ્ય પ્રદેશ વટાવી સ્હેજ આગળ વધેલા આ કાર્યપર **પરમ સ્નેહી** પોતાના સ્નેહમાંથી એક કીરણ રેડે છે અને તે માયાળુ કાર્યમાં અગાઉ ન હોય તે મિશ્રિત કરે છે તેનો આપણુને સ્વપ્નેય ખ્યાલ હોતો નથી.

આપણા સમોવડીઆને કે માતપિતાને, મિત્ર કે

બાલકને, આપણા પતિ કે આપણી પત્નીને ધીરે ધીરે આપણે આપતાં શિખીએ છીએ. પ્રથમને પગથારે તે ક્રમનનું હોય છે પણ આગળની સ્થિતિએ તેને આપણી ફરજ સમજીને અને તેથીય આગળની સ્થિતિએ તો અર્પણમાંજ આનંદ રહેલો છે એમ સમજીને આપણે તે કરીએ છીએ. માલીકીનો મુલક મુકી સહભાગના સુર આપણા જીવનમાંથી સજોસ ગાજી ઉઠે છે. એકવાર ફરીથીય આપણને ખ્યાલ નથી કે સ્વાર્થને સીમા બહાર કરી જેમ જેમ આપણે અન્ય જનોની જરૂરીયાતનો વિચાર કરીએ છીએ તેમ તેમ તે **પરમ સ્ને**હી આપણીદ્વારા એક સંપૂર્ણ સ્નેહનાં પોતાનાં સ્વપ્ન સૃજે જાય છે.

પછી આપણા વડીલને, આપણા ઉત્કર્ષમાં સહાય કરનાર મહાન્ આત્મા જેમાં આપણા આદર્શને વંદતા હોઇએ તેને, અવસાન અંત સુધીની વફાદારી સમર્પીએ છીએ–એવું સમજીને કે સમર્પેલો વિશ્વાસ જ્યાંસુધી ટકાવી શકીએ ત્યાંસુધી ખુદ જીંદગી ફના કરવામાં જીંદગીની મ્હોટામાં મ્હોટી વસ્તુ ફના થતી

નથી. આપણે અજ્ઞાત હોઇએ છતાંય મનુષ્ય માત્રના એકલ નેતા, **પરમ સ્નેહી**નું સદ્જ્ઞાન એજ મ્હોટામાં મ્હોટી વસ્તુ છે.

અને અંતે લેશ પણ શેષ રાખ્યા શિવાય આપણે શોધી કાઢેલ સર્વોત્તમ ને આપણે સર્વસ્વનાં બલિદાન કરીએ છીએ. કોઇ તેને કૃષ્ણ કે **ક્રાઇસ્ટ**, **વર** કે **વિભુ**, કોઇ તેને ગુરૂદેવ કે **પ્રભુ-પિતા** કહે, વળી કોઇ અન્યને તે સર્વોત્તમ અગમનિગમનું જીવન, જ્યોત અને સૌંદર્ય હોય એવી પોતાની **પ્રિયતમા** સમ જણાય કિન્તુ સર્વજણ બલિદાન તો **પરમ સ્નેહી**નેજ કરેછે. કારણ કે આપણ સર્વને છેવટના અંતે સ્વાગતનાર તો તે એકજ વ્યકિત છે. તેમાંથી આપણે ઉદ્‌ભવ્યા છીએ અને તેમાંજ સંમિલિત થવાના છીએ. તેણેજ આપણને બહાર મોકલ્યા હતા અને તેજ આપણને પાછા નિમંત્રે છે; પણ ધ્યાનમાં રાખજો કે સર્વનું તેને બલિદાન કરી સ્વને વિસારે પાડીએ છીએ ત્યારે અને ત્યારેજ જીવનના સાચા માયનાનું આપણને પ્રથમવાર દર્શન થાય છે.

# ટુંકો પંથ.



Serene will be our days and bright
And happy will our nature be
When love is an unerring light,
And joy its own security.

—*Wordsworth.*

સર્વ મનુષ્યો, પછી તે ગમે તે સંપ્રદાયના હોય, જે પરમ સ્નેહીમાંથી ઉપસ્થિત થયા છે તેનાજ પ્રતિ પાછાં ડગ માંડી રહ્યા છે. આ યાત્રા દીર્ઘ કે ટુંકી થઇ શકે; તેમને ટુંકો પંથ શિખવવો એ તમને અને મ્હને ઉભયને આનંદકારી છે. તમારા વર્તમાન અને ભવિષ્યનાં કાર્યોને સ્નેહરસે રંગ્યાથી તમારી યાત્રા સદૈવ સવેગી થશે એમ આપણે તેમને શિખવીશું.

કર્મવીરોને આપણે નીચે પ્રમાણે સંબોધીશું:—

તમારા બલમાં આનંદ ગૃહો પણ તે બળ તમારૂં નહિ પણ કોઇ અન્ય વ્યક્તિનું છે એમ તમે જેમ

જેમ સમજતા જશો તેમ તેમ તે બલ તમારૂં થતું જશે. 'હું બલિષ્ઠ છું' એમ જ્યાં સુધી કલ્પ્યા કરશો ત્યાં સુધી તમે અબલજ—જો કે તમારી ઇચ્છાને સ્વાધીન થનારાથી ઓછા—રહેવાના; પણ 'આ બલ મ્હને અર્પવામાં આવ્યુ છે, હું તો તેનો નિમિત્તજ છું' એમ તમે તમારા અંતરમાં સુર પુરશો ત્યારેજ સાચા બલનો વિકાસ થશે.

અવનિમાં માત્ર એકજ બલવાન વ્યકિત છે અને નિજ બલનો સદુપયોગ કરવા તેનામાંજ પુરતું જ્ઞાન છે. સ્વબલવડે તમને બલવાન બનાવવા તે ચાહે છે. જે અધિકાર તમારે કાજ એક દિવસ નિર્માણ થઇ ચુકયો છે તે એમણે યુગો અગાઉ યોજી મુકયો છે. તે અધિકારને સ્વહસ્ત કરવાની જીજ્ઞાસાવાળાઓને તે અલભ્ય છે; તમારા માનવબંધુઓને સહનશીલતા, ધૃષ્ટતા અને સ્નેહના બલવાન કાર્યોની શિખ આપવાની અભિલાષાઓ કર્યાથીજ તે તમને પ્રાપ્ત થશે. અને તમે કાર્ય—બલિષ્ઠો સ્નેહમાંય એવાજ બલવંત થજો ! તમારા સ્વામી જે સ્નેહી ય છે તેની સમક્ષ તમારાં

અંતરદ્વાર ઉઘાડજો. આમ કર્યાથીજ મનુષ્યોની વેદના અને વિહ્વળતાના સબબ તમે સમજી શકશો; આ જ્ઞાન બલની સહાય વડે તમારા બલની બુલંદ ક્રિયા છેદન અને વિંધન કરવાને સ્થાને આરામ અને આશીષ વર્ષાવશે. તમારી ઇચ્છા તમારી છે એમ જ્યાં સુધી માન્યા કરશો ત્યાં સુધી અન્ય જનોને તે દુઃખનુ મૂળ છે; તેને તમારા સ્વામી-**પરમ સ્નેહી**-ની ઇચ્છા બનાવો એટલે તેના કરકમલમાં તે એક સેવા અને રક્ષાનું શસ્ત્ર થઇ રહેશે.

સ્નેહસ્વપ્નવાદીઓને આપણે નીચેનાં ગુંજન કરીશું:-

સ્નેહનાં સુફળનો ઉપહાર કર્યાથીજ તમે સવેગ આગળ વધી શકશો. તમારા બાલકને ચાહજો-તેના તરફથી આનંદ પ્રાપ્ત કરવાના આશયથી નહિ પણ તમને આપવામાં આવેલું કોઇ અમૂલ્ય મણિરત્ન તેને અલંકૃત કરવા તમે જે સ્નેહભાવે અર્પણ કરો છો તેજ ભાવે તમે તેને ચાહજો. તમારા મિત્રને ચાહજો પણ અર્પણ, અર્પણ અને અર્પણ કરવા-

શિવાય ઇતર કશાની આશા રાખ્યા વિના તમારા સ્નેહનુ વિશાળ બલિદાન કરજો. સ્નેહની વિકૃતિ કરનાર શકિત તમે જેઓ સમજો છો તેમણે, **પરમ સ્નેહ**ને ખાતર માનવ ફુલવાડીઓમાં સ્નેહ–તરંગ, સ્નેહ–શબ્દ અને સ્નેહ–કાર્યો વડે માર્ગ અને પંથ સમારી સ્વચ્છ કરવા અતિ કષ્ટ કરવાં પડશે. કારણુ કે તમે સ્નેહીઓ **પરમ સ્ને**હીના પયગંબરો છો અને તેમને ખાતર તમારા માનવ બંધુઓને તમે જેમ જેમ ચાહતા જશો તેમ તેમ દિન પ્રતિદિન તમને તે પોતાનો વિશેષ અને વિશેષ પયગામ પહોંચાડતા જશે. અને એ પ્રમાણે તમારી વ્હાલસોઇ પ્રિયતમામાં તમે પૂજન અને વંદન કરવાનાં નવલાં લાલિત્ય નીહાળતા જશો. આજ પ્રમાણે ચાહવાની તમારી શક્તિમાં દરેકકલાકે તમે જે નવીનતા નીરખશો તેને અંગે જીવન તમને એક વૃદ્ધિંગત થતા વિસ્મયરૂપ જણાશે.

વળી જ્ઞાન શોધનારા પોતાના બુદ્ધિબલમાં કેવી રીતે વિલસી શકે તે આપણે તેમને દર્શાવીશું.

અવનિમાં એક એવું મન છે જે વસ્તુમાત્ર દ્વારા વિચારો આદરે છે, તે વિષેના સર્વ વિચારો સંયુક્ત કરે છે અને કુદરતના કાનુનોમાં જેની આકૃતિ પ્રતિબિંબ રૂપે પડી હોય એવી જીવન અને કાર્યની એક ફીલસુફી રચે છે એવી શિખ તેમને આપણે દઇશું. કારણકે કુદરતના ધારામાં કશુંય ન્હાનું મ્હોટું નથી; વર્તમાન અને ભવિષ્યના સકળ વર્તુળમાં પ્રત્યેક એક કેન્દ્ર સમાન છે; છતાય વિચારક વસ્તુમાત્રમાં રહેલ વિચારના સ્વરૂપ તરીકે નહિ પણ પોતાને ખાતર વિચાર કરવા મંડે તો તે જ્ઞાનપિપાસુ ય મન બરફ સમુ શીતળ થઇ જાય છે. એ એકલાજ સર્વસ્વ નીહાળી શકે છે અને તેનેજ અંગે એ એકલાજ સત્યપણે વિચારી શકે છે. એવા **પરમ સ્નેહી**ના સુપંથે આપણે સર્વ વિચારકોને અનુવર્તાવીશું. નિજ માનવબંધુઓ પ્રત્યેનો તેમનો સ્નેહ તેમના પંથને ઉજ્વલિત કરશે અને પોતે શોધી કાઢેલ વિગતના જ્ઞાનથી મનુષ્યોનાં દુઃખ ઓછાં થઇ તેમના આનં-

દમાં અભિવૃદ્ધિ થાય છે એ સત્ય સિદ્ધાંતમાં આનંદિત થયા શિવાય એક પણ વિજ્ઞાનશાસ્ત્રી કે એક પણ ફીલસુફ રહી જશે નહિ. સર્વ જીવંત વસ્તુઓ પર સૂર્યનાં કીરણો જેમ આરામ અને ઉષ્ણતા વર્ષાવે છે તેમ પ્રૌઢ વિચારકોની મહાન બુદ્ધિ મનુષ્યનાં કાર્યોને સર્વવ્યાપી અને સનાતન સિદ્ધાંતના જ્ઞાનથી રસબસશે. કારણ કે નિર્મલ અને નિપુણ સ્નેહ એજ સ્થળે સ્થળે કુદરતનો નિયમ છે, સબબ કે પરમ સ્નેહીનો વિચાર એજ નિયમ છે.



# સ્નેહ એજ શક્તિ છે.

સૃષ્ટિમાં એક એવી શક્તિ છે જે બલ બક્ષી રહી છે અને તે સ્નેહ છે. જનમંડલના અંતરમાં તે વિવિધ રૂપે વિકસે છે પણ તેનું પ્રત્યેક પ્રકટ સ્વરૂપ બલ આપી રહ્યું હોય છે. હિંસાને ત્યાગમાં, કામવાસનાને વંદનમાં અને અહંકારને આરાધનામાં વિકૃત કરવાની શક્તિ—એજ સ્નેહની સુભેટ છે.

તેને નામે આ પ્રથમ સત્ય તમે તથા હું શિખવીશું.



# સૌંદર્ય—સુપંથ.

Beauty is truth, truth beauty–that is all,
Ye know on earth, and all ye need to know.
—*Keats.*

અરે! જો પરમ સ્નેહી પોતાની પ્રિયતમાને ચાહતાજ હોય તો જીવનમાં આટલો અલ્પ આનંદ કેમ જણાય છે? તે હું નથી જાણતો; હું તો માત્ર એટલુંજ જાણું છું કે તે ચાહે છે અને જો આપણે શોધીએ તો આપણે પણ તેમને પ્રાપ્ત કરી શકીએ તથા તેમના આનંદમાં સહભાગી થઇ શકીએ.

પણ જો આપણે શોધીએ તો. આપણા અન્વેષણમાંજ સર્વસ્વ સમાયલું છે. આપણે તેમને કેવી રીતે મેળવી શકયા છીએ તેનુંજ કથન તમે તથા હું આપણા જાતિબંધુઓ સમક્ષ રજુ કરી શકીએ.

જ્યાં જ્યાં આપણે સૌંદર્ય નીહાળતા અને તેના પૂજનમાં અંતરનું સર્વોત્તમ સમર્પિત કરતા ત્યાં ત્યાં સ્થળે સ્થળે આપણે તેમનોજ આનંદ અનુભવતા. સૃષ્ટિમાં કે સ્વર્ગમાં, નર્કમાં કે અન્ય સ્થળમાં એવું એક પણ સ્થાન ન હતું જ્યાં આપણે પરમ સૌંદર્યને પેખી શકતા નહિ. પાછળ દૃષ્ટિ કરી આપણે નીહાળ્યું છે તે વર્ણવીશું.

પ્રથમ નિર્જીવ કુદરત તપાસીએ. વિદ્યુત્ તણખાને ભ્રમણ કરાવી તેનાં પરમાણુ રચવાં, પરમાણુમાંથી અણુ ઉપજાવવાં, અણુઓમાંથી તત્ત્વ ઉભાં કરવાં અને તત્ત્વમાંથી કોઇ પદાર્થ પેદા કરવો—આ સર્વ તો સીધી લીટીઓ અને વાંકીઓનું જાણે સંગીત ન હોય! બરફના એક ન્હાનકડા ટુકડાનું સૌંદર્ય જુઓ! એ કેવો પ્રભુના એક ન્હાના પણ નિપુણ વિચાર સમાન જણાય છે. આ પાષાણો પ્રતિ દૃષ્ટિ કરો અને તે કેવા ત્રિકોણ, ચતુષ્કોણ તથા પંચકોણ આકૃતિવાળા જણાય છે. જો કે એકજ જાતનાં ઘણાં ચકતાં મળી આ એક સમસ્ત

રચના બની છે છતાંય પ્રત્યેક ચકતું પોતાની આકૃતિ શી રીતે ટકાવી શકતું હશે? તમારી સમક્ષ પડેલ આ ચકતાની બંધારણક્રિયા સૂક્ષ્મ દર્શક યંત્ર વડે જુઓ. એના ઠરી જતા રસને તપાસજો. પીચ્છ જેવાં પત્ર અને વેલનું જાણે કોઇ સુંદર મેઘધનુષ્યસ્તો! સૌંદર્ય એજ આનંદ છે—હા, ખરેખર જેઓ અણુ અને તત્વમાં, રસ કે શિલામાં શોધી રહ્યા છે તેમને માટે આનંદ દૂર નથી.

આવી વસ્તુઓમાં જેને સૌંદર્ય જણાય છે તેને તેમ થવાનું કારણ માત્ર એટલુંજ છે કે તેણે **પરમ સ્નેહી**ના સ્મિતને પારખ્યું છે; કારણ કે સૌંદર્ય માત્ર તેમનુંજ સૌંદર્ય છે અને જ્યારે એમનું વદન આપણે નીહાળીએ છીએ ત્યારે આપણું અંતર આનંદથી ઉછળે છે.

હવે પરમાણુ કે સાકાર વસ્તુમાં ન દીસતી, નવીજ રીતે વસતી આ ન્હાનકડી વસ્તુઓ તરફ દૃષ્ટિ કરો.

આ પરમાણુઓ પાણીમાં વસતાં ન્હાનાં જંતુઓ છે. એમના સૃજનહારનો તથા એમને સૃજવામાં એમને જે આનંદ આવ્યો હશે તેનો શું તમે ખ્યાલ કરી શકો નહિ? આ ન્હાની રચનાઓ જ્યારે આપણને સૌંદર્યમય જણાય છે ત્યારે તેમનોજ આનંદ આપણે અનુભવીએ છીએ; કારણ કે એમણે એમને એક વેળા રચી કાઢી છે એટલુંજ નહિ પણ અત્યારેય એ પોતાની કૃતિને અવલોકી રહ્યા છે, અને હવે પછીના યુગો માટે વિશેષ સૌંદર્યમય રચનાઓ નિયોજી રહ્યા છે. તેથીજ કુદરત વિલાસીઓએ આદર્શવાદી થવું જોઇએ. કારણ કે જેમ જેમ તેઓ કુદરતના સાચા રસજ્ઞ થશે તેમ તેમ તેમણે યોજેલી કુદરતની ભાવિ યોજનાની તેઓને ઝાંખી થતી જશે.

તૃણ કે તરૂ, વેલ કે વૃક્ષ, લતા કે લીલોતરીની સુંદરતા, જે સત્યનિષ્ઠ, શુદ્ધ અને સ્નેહી છે એવા કોણે ઉપરોક્ત વસ્તુઓ સાથે જેટલા પ્રમાણમાં પોતાની એકતા અનુભવી છે તેણે તેટલા પ્રમાણમાં

તે નીહાળી નથી ? હા; ખડબચડી અને કદરૂપી દીસતી આ ખડકમાંય સુંદરતા છે. અચલ શાંતિ અને ચોપાસની સર્વ વસ્તુઓની મહારક્ષાની ભાવનાથી ભરેલી એ સૃષ્ટિ સૌંદર્યને કેવી ઘુંટી રહી છે!

સમુદ્રની સુંદરતા, સદાયનો આપણો સમુદ્ર, એની સમક્ષ તો પરાણે આપણે નિઃશબ્દ થવું પડે છે કારણ કે હું ધારૂં છું કે સમુદ્ર કુદરતનું અન્ય કોઇ અંગ ન હોય એવું પ્રભુનું પ્રતિબિંબ છે. સૂર્યાસ્ત ( સ્વર્ગના ) ખુલ્લાં દ્વાર સમાન છે અને અંતરથી એ આમંત્રે છે કે ' આવો, આ રહી તમારા અંતરની આશાઓ. ' પર્વતો એના પહેરેગીર થઇ નિરંતર નમસ્કાર કરતા ઉભા છે. એમના દર્શન માત્રથીજ આપણી દૃષ્ટિ એમના પ્રતિ વળે છે અને એમના બલવંત મુખપર આપણે શાંતિ નીહાળીએ છીએ. ગિરિ અને ગહ્વર, ઝાડી અને જંગલ, તૃણ વન અને ઝરણના વિશાળ પટમાં ય નિદ્રાવશ થયેલ અને સુંદર સ્વપ્નાં અનુભવતી પ્રિયતમાના મુખકમલ પરના સ્મિત સમાન સૌંદર્ય સદૈવજ રહેલું

છે. પણ સમુદ્રનું સૌંદર્ય—આપણો સમુદ્ર—અહા ! એના તો બલમાં, ખેલનમાં અને કોપમાં ય સૌંદર્ય સમાયલું છે. પ્રભુનો કર ઇજા કરે છતાંય આપણે તેને ચુમીએ છીએ, તે આશીષ વર્ષાવે ને આપણે એના આલિંગનમાં લિપ્ત થઇ એમની સાથે સ્વપ્ન સૃષ્ટિઓ સૃજીએ છીએ. આવી અને આવી અનેક વસ્તુઓ આરામકર અને સખાતુલ્ય સમુદ્રના સૌંદર્યમાં વિદ્યમાન છે. કારણ કે સમુદ્ર પણ સમજેજ છે ને !

પશુ અને પક્ષી, જલ, પૃથ્વી અને વાયુના પ્રાણીઓની સુંદરતા અન્યને સુણાવવાની આપણે શી જરૂર છે ? જે સૌ શોધી રહ્યા છે તેમને કાજ તે સમીપજ છે. ચાહો અને તમને પરમ સૌંદર્યનાં દર્શન થશે; વિમલ બનો અને તમે તેની શક્તિ અનુભવશો; સત્યપરાયણ થાવ અને તે શક્તિનો સદુપયોગ કરતાં તમને આવડશે. આનંદ સ્વરૂપ સૌંદર્યના આજ પયગંબરો અને આજ તેનાં સૂત્રો છે.

ઉપરાંત પણ સૌંદર્ય છે જેને માત્ર મનજ પેખી શકે છે અને તે વિચારો અને વિચારસૃષ્ટિઓનું

સૌંદર્ય છે. સર્વમાં વ્યાપી રહેલ આત્મન્, નયન જેને નીહાળી શકતાં નથી કે કર્ણ જેને સાંભળી શકતા નથી કે માનવ મન જેનું ચિંતન કરી શકતું નથી એવા તત્ ના શિક્ષણવાળા હિંદુ ધર્મ કરતાં અધિક સમર્થ અને અધિક ઉજ્વલ બીજું કયું બંધારણ છે? અલિપ્ત, શાંત અને અચલ છતાંય સબદ્ધ, ચંચલ, અને ચલિત; સત્, ચિત, આનંદ; પ્રેક્ષક જે પોતેજ દૃશ્ય નિપજાવે છે, જીવન જે જીવતું નથી, શૂન્ય જેમાંથી સર્વસ્વ આવિર્ભવે છે; આ શી રમ્ય ફીલસુફી હિંદુ ધર્મ રજુ કરે છે! પરમ સિધ્ધાંત જે સર્જન અને સંહાર કરે છે, દૃસ્ય અને અદૃસ્ય સૃષ્ટિમાં જે અજીત્ય અને નિર્વિકલ્પ છે, કાનુન જે પ્રેમ અને પ્રજ્ઞા, ન્યાય, શાંતિ અને આનંદ છે; બુદ્ધધર્મનું રહસ્ય આ કેવડું સોહમણું છે! પ્રત્યેક જીવ સ્વતંત્ર છે તથા સ્વબલથી સ્વમુકિત સાધી શકે અને ચાહે તો ભવિષ્યની મનુષ્યજાતિનો જગત્ગુરૂ પણ થઇ શકે છે, એના કરતાં બીજો કયો વિચાર વિશેષ ભવ્ય હોઇ શકે?

સારા વિચાર, સારા શબ્દ અને સારાં કૃત્ય રૂપી શસ્ત્રો વડે પ્રભુનાં યુદ્ધો આદરી પ્રભુના સૈનિક થયાથી મનુષ્યને સર્વોત્તમ આનંદ સંભવે છે એવા જરથુસ્તના શિક્ષણ કરતાં બીજું શું વધારે સચેતન છે? અથવા સુખ દુઃખનો જે જે અંશ ઇશ્વર આપે છે તેનું પ્રથક્કરણ કે તેમાં પ્રશ્ન કરવા કોઇ પણ મનુષ્ય માટે ઇષ્ટ નથી, કિન્તુ તિતિક્ષા રાખી શિર્ષ ઢાળી સુર પુરવા કે 'ત્હારી ઇચ્છા મ્હારી કરીશ, પરમેશ્વરા!' એવા મહમદ સાહેબના શિક્ષણ કરતાં મનુષ્યને અન્ય કયાંથી વિશેષ બળ લભ્ય છે? કોનફયુસીયસ જે કહે છે કે મનુષ્ય માત્ર–તેનો જન્મ ગમે તેવો હોય છતાંય કાવ્ય, ધર્મ અને સંગીત શાસ્ત્ર શિખ્યાથી ઉત્તમ પુરૂષ (Superior man) થઇ શકે છે અને આ પ્રમાણે રાજ્ય એની પાસેથી જે જે ફરજોની આશા રાખે તે સઘળી સંપૂર્ણ કરવા એ સમર્થ જ્ઞાની પુરૂષ થઇ રહે છે, એનાથી અધિક સુંદર અને સરલ બીજો એક પણ પંથ વસતો નથી. પ્રભુને ચાહી નિજ બંધુઓને નિજ તુલ્ય ચાહવા એ

મનુષ્યનું કર્તવ્ય છે અને આ શ્રમ સહેતી વેળા 'શ્રમ સહેનાર અને અતિ બોજાવાળા તમે દરેક જણ મ્હારી સંગે આવો, હું તમને આરામ અર્પીશ' એમ વિસ્તૃત હાથે નિજ સંતાનને સંબોધતી એક વ્યકિત ઉભી છે એવા ક્રાઇસ્ટના સદ્‌જ્ઞાન કરતાં કયું અન્ય લાલિત્ય આપણને અધિક લાડકું હોઇ શકે ?

કમલ, ગુલાબ, 'ડેઝી' 'ફરગેટ–મી–નોટ' કે તમને ગમે તે ઇતર પુષ્પ લ્યો પણ એક કરતાં બીજું વધારે સૌંદર્યસંચિત છે એમ કહેવાય? શું તે સઘળાં પુષ્પો નિજ ભાવિના તરંગોમાં નિમગ્ન થયેલ તરૂના સ્વપ્નનો સાક્ષાત્કાર નથી? ધર્મોરૂપી વિચાર વિશ્વોનું ય એમજ સમજવું. દેવલ ભલે વિશાળ હોય કે દેવળ ભલે સંકુચિત હોય કિન્તુ જ્યાંસુધી તે પ્રભુનું દેવળ છે ત્યાં સુધી તો યજ્ઞકુંડમાંથી પ્રભુની જ્યોત નિર્ઝરી રહેશે. કારણકે પરમ સ્નેહી સ્થળ કે કાળથી અલગ હોય એવો એક ધર્મ—પોતાના સૌંદર્યનો ધર્મ—સંયોજી રહ્યા છે અને સાંપ્રતકાળના આપણા જગદ્ધર્મો ભવિષ્યના આ મહાન ધર્મના માત્ર પ્રયોગોજ છે.

અદ્યાપિ થઇ ગયેલ વિજ્ઞાનશાસ્ત્રીઓ અને કળાશાસ્ત્રીઓ, કવિઓ અને સ્વપ્નવાદીઓમાં આ ચાર વ્યક્તિઓએ તેના સૌંદર્ય ધર્મની મહાન પ્રતીતિ કરી છે. તેઓ પ્લેટો, ડાંટે, રસ્કીન અને વેગનર છે; કારણુ કે કલાઓની મહારાણી સમાન સંગીત જ્યારે રાજ્ય, કુટુંબ, વ્યક્તિ અને સર્વના સૃજનહારમાં રહેલી ગુપ્ત એકતા સુણુવશે, સૌંદર્યની શોધ એજ જ્યારે આપણું કાર્ય અને ખેલન થશે અને આપણા રસ્તાઓની સ્વચ્છતા, નિત્ય ઉપયોગી આપણી વસ્તુઓની મનોહરતા તથા આપણા નિવાસસ્થાનોની સુંદરતા દ્વારા તેનું પૂજન દશ્યમાન થશે; સ્નેહ સુંદરીના વદન સૌંદર્યમાં જ્યારે વિજ્ઞાન અને ફીલસુફી, ધર્મ અને કળા નિવસિત થશે અને તે હૃદયરમણી એક ગૃહેથી બીજા ગૃહે જ્યારે આપણુને અનુવર્તવશે; જ્યારે દરેક સુંદર વસ્તુદ્વારા તેના બિંબભૂતને નીરખી અંતે તેનો—જેના સર્વ વિચારોજ બિંબભૂત છે એવા પરમ સ્નેહીનો સાક્ષાત્કાર કરીશું એવા જ્વલંત ભાવિની સ્ફુરણ વર્ષા આ પ્રત્યેક વ્યક્તિએ ઝીલી છે.

આ ચાર મહાન સ્વપ્નવાદીઓ છે પણ તેમણે તો પરમ સ્નેહી સાથે સ્વપ્ન સૃજ્યાં હતાં અને આજ પર્યંત પણ તેઓ તેમની સાથે સૃજે જાય છે. સદ્‌ભાગ્ય તો તેજ માનવનાં કે જે આ ચાર સાથે આજ તરંગાવલિઓ ગુંથી શકે અને એ પ્રમાણે ભૂતકાલના ગર્ભમાં રહેલ યુગોમાં થનાર આગમનના દિવસની તૈયારી કરી શકે.

વળી માનવ કૃતિએ ઘડેલી વસ્તુઓનું સૌંદર્ય વસ્તુઓના આદર્શને વ્યકત કરે છે. વકતાની છટાદાર સંગીત સૂરાવલિ; માનવ કુલને પ્રભુના પંથ પેખાવનાર કવિરચિત કોઇ સુંદર કાવ્યમણી કે કોઇ ભાવનામય કાવ્ય; વિશ્વને વિચાર સમ વ્યકત કરનાર કેનવાસ પર આલેખાયેલું કોઇ સૃષ્ટિસૌંદર્ય; અવનિને ઇચ્છા સમાન દર્શિત કરાવનાર નાટયકારરચિત અંકો; ગતિ કે શાંતિમય સ્થિતિમાં સૌંદર્યની ઝાંખી કરાવનાર શિલ્પીની કૃતિ; સંગીતના સ્વરૂપને દૃશ્યમાન કરતી ગૃહશાસ્ત્રીની રચના–આ સઘળાં દ્વાર છે જે દ્વારા આપણે સૌંદર્યનિધાનના મનમાં દ્રષ્ટિ કરવા સામર્થ્યવાન નીવડીએ છીએ.

હજીય કળાનું એક અદ્‌ભૂત અંગ શેષ છે અને તે સંગીત છે. માત્ર એકજ પડદો અવશેષ રહે ત્યાંસુધી પડદાની પરંપરા અલોપ કરી તે આપણને **પરમ સ્ને**હીની સાનિધ્યમાં આણે છે. પ્રણય પણ આ પડદો ખસેડી શકતો નથી કારણકે સ્નેહ અને સંગીત અભિન્ન હોવા છતાંય ભિન્ન છે અને તેઓ તેમની પ્રિયતમા સાથે સંયુક્ત થવાનાં તેમનાં સ્વપ્ન પ્રકટ કરે છે; છતાં પણ તે અંતિમ પડદો **તેઓ** જ્યાંસુધી ખસેડે નહિ ત્યાંસુધી તો હયાત રહેશે, અને કાર્ય એજ સાચું જીવન છે એમ જ્યાંસુધી આપણે સમજતા થઇએ નહિ ત્યાંસુધી એ સ્થિતિ સંભવી શકતી નથી.

એમની પ્રિયતમા જે આપણાં માનવ બંધુઓ છે તેમાંય સૌંદર્ય રહેલું છે, પ્રત્યેકને જેમ જેમ આપણે ચાહીએ છીએ તેમ તેમ આપણને **તેમના** સૌંદર્યની ઝાંખી થાય છે; કારણ કે એમનાજ સૌંદર્યને લઇને આપણે બાળકને ચાહીએ છીએ; એમનેજ લઇને મિત્ર વ્હાલો લાગે છે; યુવાન કે યુવતી તરીકે તેમને ચાહવા નિમંત્રી રહેનાર પણ તે અને તેજ છે. પોતાની પ્રિયતમામાં

પરમ સ્નેહીને વંદે તે ત્રણુ ગણો સુભાગી છે કારણુકે અન્વેષણુનો અંત આવી હવેજ લક્ષ્ય સાધ્ય થયું છે. અંતે તે સ્વધામ આવ્યો છે અને હવેથી તો જીવન તેમનીજ જ્યોતમાં વિકસે છે. આનંદસ્વરૂપ સૌંદર્ય સર્વનો અધિકાર છે પણુ અન્યોઅન્યને આત્મદૃષ્ટિએ ચાહી અન્યોઅન્ય ઇશ્વર સ્વરૂપ છે એમ ભાન થવું એતો થોડાનુંજ સદ્‌ભાગ્ય છે.

છેવટે નર્કનું પણુ સૌંદર્ય છે, કારણુ કે એવો એક પણુ વિચાર નથી જે પરમ સ્નેહી વિચારતા ન હોય, એવી એક પણુ લાગણી નથી જે તેઓ અનુભવતા ન હોય. અને જ્યારે આપણા ભાગ્યમાં નર્કવાસ (વિપત્તિકાળ) આવી પડે ત્યારે પરમ સ્નેહીય આપણી સાથે સંકટ સહે છે. આપણી વેદનામાં ય તે આપણી પડખેજ છે એમ આપણે સમજી શકીએ તો દુઃખમાત્ર આપણે આનંદથી સહી શકીએ. સ્વસ્તિક પર સુતી વેળા ક્રુસીફાઇડ (ક્રાઇસ્ટ) જે તેમને નીહાળે છે તેને તો કશીય વેદના નથી પણુ (નર્ક) વિપત્તિમાંય પરમ

સ્નેહીને પેખવાની જીવનની પરાકાષ્ઠા પ્રત્યેક પોતાની મેળેજ પ્રાપ્ત કરવાની છે; અને તે પ્રાપ્ત કરવા જેવીય છે. કારણ કે નર્કમાંય તેનો નિવાસ સમજવો એ નર્કની સર્વશકિતઓને ઠેસે મારી જયવંત નીવડયા સમોવડું છે. ત્યાં આપણે એમનું સૌંદર્ય નીહાળી શકીએ તે અગાઉ આપણો આત્મા અવશ્ય વિંધાયા વિના રહેશે નહિં પણ દરેક ઘા પર પોતાની સંજ્ઞા મુકી તેઓ તેમાંથી એક સ્વસ્તિક ઉપજાવશે અને તે સ્વસ્તિકના અંતરમાંથી એક ગુલાબ વિકસશે. અને એવા પ્રત્યેક ગુલાબની સુવાસ જનહૃદયમાં સ્વપ્નાંઓ સતેજ કરશે. કારણ કે અન્ય જનો સ્વપ્ન સૃજે તેજ પ્રયોજનથી આપણે સંકટ સહીએ છીએ.



# સૌંદર્ય એજ આનંદ છે.



એક એવી શક્તિ છે જે સર્વસ્વને નૂતનતા અર્પી રહી છે અને તે આનંદ સ્વરૂપ સૌંદર્ય છે. ચાહો અને તમને પરમ સૌંદર્યનાં દર્શન થશે; પૂજન કરો અને તમે તેમની સાથે ઐક્ય થશો; સેવો અને તમારા માનવબંધુઓની મુક્તિને કાજ તે તમારો અભિષેક કરશે.

તેમના નામે તમે તથા હું આ બીજું સત્ય શિખવીશું.



# સર્વવ્યાપી અને સર્વાતીત.



**विष्टभ्याहामिदं कृत्स्नमेकांशेन स्थितो जगत ॥**

भगवद्गीता

પરમ સ્નેહી કોણ અને કેવા છે એની શોધમાળ એજ અનંતકાળમાં જીવાત્માઓનું જીવિત છે. ઇચ્છા, વિચાર, અંતરજ્ઞાન અને આત્મશકિતદ્વારા એ શોધ રફતે રફતે પ્રગત થતી જાય છે અને કોઇપણ યુગમાં મનુષ્યોએ જે કાંઇ ધાર્યું કે કર્યું હોય તે તેમની શોધનુંજ પરિણામ છે.

એક આગલી અને એક પાછલી એમ બે સ્થિતિઓથી મનુષ્યો પરમ સ્નેહીને શોધી શકે છે કારણ કે એ સર્વ વ્યાપી ( Immanence) અને સર્વાતીત (Transcendence ) ના દ્વિસ્વભાવવાળા છે. જોવાની અને સાંભળવાની તથા સ્પર્શ, સ્વાદ અને સોડમ, લાગણી અને વિચારની સર્વ વસ્તુઓ એ પોતેજ છે, અને એમ છતાંય એ બધાથી પર છે. એ વિશ્વરૂપે છે છે ને નથીય ખરા, એજ એમના સ્વભાવની એક ગુહ્ય બાબત છે.

પોતાના સર્વાતીત સ્વભાવમાં એ અચિંત્ય શકિત, અસાધ્ય સૌંદર્ય, અકળ આનંદ, તથા કેન્દ્ર કે છાંયા વિનાની અંધ કરી નાખે એવી જ્યોત છે; છતાંય એ જ્યોત અવર્ણનીય આનંદ છે, અકથ્ય હર્ષાવેશ છે અને જેણે એને એકવાર સ્પર્શી છે તે અન્ય સર્વને ભલે વિસરી જાય પણ **તેને** એ વિસારી શકતો નથી કારણ કે એ જ્યોતને સ્પર્શવું એટલે જીવવાના તરંગો તજી જીવવા સમાન છે.

આ સર્વાતીત પોતાને આચ્છાદી સર્વવ્યાપી થાય છે એટલે વિશ્વ વિદ્યમાન થાય છે. ત્યારથી ગતિ અને પ્રકૃતિ, જડ અને જીવન, ચેતન અને વિકાસ તથા જીવનના નામથી ઓળખાતી અગણિત આકૃતિઓ ઉત્પન્ન થાય છે. છતાંય **પરમસ્નેહી** પોતાના વિશ્વથી અમર્યાદિત છે, પોતાના બંધનોથી અબદ્ધ છે. કારણકે અવતરણ અને અવસાનરૂપી અધિકારીઓદ્વારા તથા સુખ દુઃખને ડાબો જમણો હાથ લેખી પોતાની યોજના બર લાવવા હમેશાં મથન કરતા તેઓ પોતાના સર્વ

વ્યાપી સ્વરૂપે ગિરિ અને વન, બાલ અને વૃદ્ધ, પાપી અને સંત, જળધોધ અને દાવાનળ છે. છતાંય નિજ પ્રિયતમાને ચાહતો સાનંદ પ્રેમ, પ્રશાંત સેવા કાજ વિશાળ જ્ઞાન અને જેને સેવાનું માત્ર એકજ પાત્ર છે એવી જ્વલંત શકિત પણ એજ છે. જે વેળા, એ આ સૃષ્ટિસ્વરૂપે વસે છે તેજ વેળા એ અવ્યકત સ્વરૂપે પણ વસે છે કારણ કે સર્વવ્યાપી પ્રતિબિંબ અને પ્રકાશ તે સર્વાતીત.

જ્યાં સુધી પરમસ્નેહી સર્વવ્યાપી સ્વરૂપે વસે છે ત્યાં સુધી એ એક યજ્ઞ કરતા હોય છે કારણ કે સૃષ્ટિમાં–પછી ભલે તે પોતાનીજ યોજેલી અને પોતાનીજ સૃજેલી હોય–સર્વવ્યાપી થવું એતો પોતાની પ્રિયતમા અને પોતાની વચ્ચે ઓછાડ (પડદો) નાખ્યા સમાન છે. તોય એ તો બ્રહ્માંડને રચે છે કારણ એ શું શું નથી એ જ્યાં સુધી મનુષ્યો સમજતા થાય નહિ ત્યાં સુધી એ શું શું છે તે કળી શકવા તેઓ સામર્થ્યવાન થશે નહિ. અને તેથી પરમસ્નેહી પોતાની પ્રિયતમાને જે સતત ઉપહાર–

અર્પણ-કરી રહ્યા છે તેજ સકળ સૃષ્ટિ છે. તે ઉપહારમાં પોતે જે નથી તે એ થઇ રહે છે કે જેથી આપણે એમનું સત્ય સ્વરૂપ ઓળખી શકીએ.

સર્વવ્યાપી બની પોતે પોતાનો પ્રકાશ ઢાંકે છે અને પડછાયા એક પછી એક પ્રકટ થાય છે. ગતિ પ્રકૃતિ બને છે, ચેતનમાંથી આકૃતિઓ ઉદ્ભવે છે, ખનીજનો વનસ્પતીમાં અને વનસ્પતીનો પશુ પંખીમાં ઉત્કર્ષ થાય છે. મનુષ્યના અવતરણથીજ પડછાયા અલોપ થવા માંડે છે કારણ કે મનુષ્ય પોતેજ પ્રકાશ છે અને જેમ જેમ એ વૃદ્ધિગત થાય છે તેમ તેમ પડછાયા એક પછી એક સરી જાય છે. એક પછી એક પડદાને ઉકેલી લેવામાં આવે છે એટલે જંગલી જીવ સુધરેલો મનુષ્ય પછી આદર્શવાદી અને અંતે જનઉધ્ધારક બને છે. સર્વવ્યાપીમાંથી એ જ્યાંથી ઉદ્ભવ્યો હતો એવા સર્વાતીતમાં પાછો વળે છે.

પણ જીવાત્મા પાછો વળે, બધા જીવાત્માઓ પોતાને આવી મળે ત્યાં સુધી આપણે જેઓ એની પ્રિયતમા છીએ તેઓ એમને વસ્તુતઃ પીછાણીએ તે પહેલાં

કલ્પનામાં એમને કંઇ ઓળખી શકીએ એટલા માટે પરમસ્નેહી પોતાનો યજ્ઞ—આપણી આ સ્વમસૃષ્ટિની હસ્તી શકય કરનારો પોતાનો અખંડિત યજ્ઞ જારૂ રાખે છે.

મનુષ્ય જ્યાંસુધી એમના અર્પણથી અજ્ઞાત છે ત્યાંસુધી એ એક ફાનીમાં ફાની પડછાયા સમાન છે. પણ સ્નેહ એજ શકિત છે કે સૌંદર્ય એજ આનંદ છે એ જેમ જેમ એ જાણે છે તેમ તેમ પરમ સ્નેહી કોણ છે અને એમનો સતત યજ્ઞ શું તે એ સમજી શકે છે અને તેજ પળથી માનવ અંતરમાં અર્પણની ભાવના અવતરે છે.

અર્પણની આ ભાવના એના અંતરમાં એની અણવિકસેલ સ્થિતિએ કે મન અને હૃદયની શકિત વિકસે ત્યારેય અવતરી શકે પણ પ્રત્યેકના અંતરમાં વહેલે મોડે એ વિધમાન થયા વિના રહેતી નથી. ત્યારથી તો જીવનમાં એને માત્ર એકજ આરામ રહે છે અને તે એજ કે પોતે વાંચ્છી રહ્યો છે તે જગત અન્યને પ્રાપ્ત થાય એટલા માટે સ્વગૃહિત જગતનું સમર્પણ

કરવું. અર્પણ કે ઉપહાર દ્વારાજ સર્વ મનુષ્યો પરમ સ્નેહીને પીછાણી શકશે એવી આ એક એમની યોજના છે. અને પોતાને કયું બલિદાન કરવાનું છે તે જે પોતાની શરૂઆતનીજ શોધમાં સમજી શક્યો છે તેજ મનુષ્ય જ્ઞાની છે.



# યજ્ઞ.

A servant with this clause.
Makes drudgery divine ;
Who sweeps a room as for Thy laws
Makes that and the action fine.

—*G. Herbert.*

નિજ પ્રિયતમાની પ્રતીક્ષા કરનાર પરમ સ્નેહીના અભિસારનું સ્વરૂપ એજ વિશ્વ છે. છતાંય યજ્ઞ વિના સંયોગ સંભવિત નથી તેથી નિજ પ્રિયતમા ત્યાગ આદરે નહિ ત્યાંસુધી પરમ ત્યાગીને પ્રતીક્ષા કરવી પડે છે. એટલાજ માટે એમણે પોતાનો યજ્ઞ યોજ્યો છે કે જેથી પ્રિયતમા ય તેમાં સંમીલિત થાય.

એ પરમ યજ્ઞને શરૂ થયે અને તેમાં સહભાગી થવાની પળ પ્રિયતમાને પ્રાપ્ત થઇ તે પૂર્વે કરોડો વર્ષ વીતી ગયાં છે. ચેતન ગતિના અને ગતિ પ્રકૃતિના વાગા સજે છે; પ્રકૃતિ વડે જગત રચાય છે અને આકૃતીઓ તેમાં નિવાસિત થાય છે અને

રફતે રફતે યજ્ઞક્રિયા પ્રગત થતી જાય છે. સમજાતીયમાંથી વિજાતીય, અચોકસમાંથી ચોકસ, સરળમાંથી અસરળ એમ ધીમે ધીમે સૌ વસ્તુઓ વિકસે છે અને એમના યજ્ઞની મહાન વિધિ એક પછી એક થયે જાય છે. મનુષ્યોના અવતરણથી તથા મનુષ્યજાતિના બાળજીવાત્માઓના કાર્યથી તે વિરાટ યજ્ઞમાં મનુષ્યનો વિભાગ શરૂ થાય છે.

કાર્યદ્વારા તેમના વિકાસની પોતાની યોજના પરમસ્નેહી હવે પ્રગટ કરે છે. પ્રત્યેક મનુષ્ય માટે એમણે કાર્યની અવનવી દિશાઓ નિયોજી મુકી છે; અને એમના નિયોજેલા જીવન કાર્યમાં મનુષ્યો જેમ જેમ ગુંથાય છે અને એમની સૂચનાઓ મુજબ પ્રત્યેક જીવનમાં જેમ જેમ કાર્ય કર્યે જાય છે તેમ તેમ પામર અવસ્થા વિકૃત થઇ સુજ્ઞતા સ્થાપિત થતી જાય છે.

મનુષ્યોના વ્હેપાર રોજગાર, હુન્નર ઉદ્યોગ, વિજ્ઞાન અને ફીલસુફીઓ યોજનાર એ પોતેજ છે. કારણ કે વ્હેપારી અને રોજગારી, કળાશાસ્ત્રી કે વિજ્ઞાન

શાસ્ત્રી ને વળી ફીલસુફ પણ એજ છે. તેમની સર્વ પ્રવૃત્તિઓ એમના મહાન યજ્ઞની વિભુતિઓ છે કારણ કે તેમાં અને તેમની દ્વારા એજ કાર્ય કરી રહ્યા છે. કોઇપણ વ્યકિત જો એમનાં નયનોથી નીહાળતાં શીખે તો તેણે પણ યજ્ઞ આદર્યો ગણાય.

આવેજ અવસરે તે વ્યકિત પોતાના ધંધામાં કાર્ય કરતી અન્ય વ્યકિતઓના કાર્યનો વિચાર કરે છે અને પોતે પણ કોઇ ચોકસ સમૂહનો એક સભ્ય છે એવું અનુભવે છે. ત્યારપછીથી પોતાના સુખદુ:ખમાં નિમગ્ન થઇ પોતે સદંતર અલગ રહી શકતો નથી; પોતે જે વર્તુળનો માત્ર એક વિભાગજ છે તેના સુખનો વિચાર કરવાની તેને ફરજ પડે છે. હવેજ યજ્ઞક્રિયાને સમજવા તે સામર્થ્યવાન નિવડે છે.

પોતાના જેવાંજ કાર્યો બીજાઓ કરતા હોય તેમનો વિચાર કરવાથી અને પોતાનેજ ખાતર નહિ પણ તેમને ય ખાતર કાર્ય કર્યાથી મનુષ્યનું હરેક કાર્ય યજ્ઞ તુલ્ય બને છે. શું કોઇ જંગલી માણસ પોતાની ન્યાતના દુશ્મનો સામે લડવા જાય છે?

પોતાની ન્યાતના તમામ યોધ્ધાઓની ખાતરજ જો તે તેમનો સંહાર કરતો હોય તો તેનું તે કાર્ય યજ્ઞ સમાન છે. શું કવિ પોતાના અંતર અનુભવોને કાવ્યમાં ગુંથી રહયો છે? જે સઘળાઓએ એવીજ કટુતા ચાખી છે કે એવોજ આનંદ અનુભવ્યો છે તેમની ખાતર જો તે કાવ્ય રચવામાં આવ્યું હશે તો તે કાવ્ય પણ એક યજ્ઞ છે. કોઇ પણ માનવી જો પ્રતિનિધિ બની પોતાના જેવા અનેકની આશાઓ અને તેમનાં સ્વપ્નો ગુંજે તથા તેમને ખાતર કાર્ય કરે તો તે યજ્ઞક્રિયાનો ધર્મગુરૂ બને છે અને તેનું દરેક કાર્ય યજ્ઞરૂપ થાય છે.

એવો એકપણ આદમી નથી જે યજ્ઞ આદરવા અસમર્થવાન હોય. લેશ પણ સ્વાર્થ વિનાના આનંદથી ખેલતું બાળક બાલ્યાવસ્થાનો સાચો ધર્મગુરૂ છે તથા તે વિહાર કરતા દિવ્ય બાલકનો ભાગ ભજવી રહ્યું છે; અન્ય સ્થળે ઓરડા સાફ કરતા સર્વ નોકરો ખાતર જો કોઇ ઝાડું કાઢવાનું કાર્ય કરે તો તેનું તે કાર્ય પણ યજ્ઞ સમાન છે અને તે માનવજાતિના મહાન્ સેવકનું કાર્ય કરી રહયો છે. ખંડ જો સર્વના

હિતાર્થે સાફ કરવામાં આવ્યો હોય તો પછી તે પ્રભુના નિયમને ખાતર કે તેથી વિપરીત રીતે કરવામાં આવ્યો છે તેની **પરમ સ્નેહીને** લેશ પણ ચિંતા નથી. કોઇ પણ મનુષ્ય જો પોતાના વર્તુલનો લઘુ અંશ વિસરી સમૂહના મહત્વનો ખ્યાલ કરે અને સમૂહને ખાતરજ કાર્ય કરે તો એમનામાં આસ્થા રાખનાર ને ન રાખનાર હરેક જણ એમના યજ્ઞમાં સંમીલિત થયો ગણાય છે.

પરમ સ્નેહીએ પ્રત્યેકને કાજ યજ્ઞની આવી યોજના યોજી છે. '**સર્વ હિતાર્થે**' એજ ઉપહારસૂત્ર છે અને જે જે મનુષ્ય આ પ્રમાણે ઉપહાર કરી શકે છે તે સર્વ આઘાત અને પ્રત્યાઘાત, ઇષ્ટ અને અનિષ્ટથી પર જઇ શકે છે. કારણ કે સર્વવ્યાપીથી પર થઇ સર્વાતીત કે જ્યાં **પરમ સ્નેહી** નિવાસે છે ત્યાં સુધી પહોંચનાર માત્ર યજ્ઞજ છે અને અંતરાય વિના એમનાં દર્શન થવાથી એમના અવિનાશી આનંદમાં પ્રવેશાય છે.

ત્યારેજ **પરમ સ્નેહી** પોતાની પ્રિયતમા સાથે એકરૂપ બને છે—જાણે સમુદ્ર સમુદ્રમાં ભળતો હોય, સૂર્ય સૂર્યને આલિંગતો હોય એવાં તેઓ અદ્વૈત બને છે.



# કાર્ય એજ જીવન છે.



એક એવી શકિત છે જે સર્વને ઐક્ય કરે છે અને તે ત્યાગ છે. કાર્ય જે યજ્ઞ છે તે દ્વારા પ્રેમ જે શકિત તથા સૌંદર્ય જે આનંદ છે તેને ચેતના મળે છે.

પરમ સ્નેહીએ પોતાની પ્રિયતમા કાજ નિયોજેલા આ માર્ગે દરેકને વિચરવાનું છે.

આ ત્રિજું સત્ય તમે અને હું પ્રભુને નામે શિખવીશું



# સ્નેહાંજલિ.



ગુરૂદેવ પ્રભુ, સુમિત્ર વિભુ,
નૂર છાંય વિનાનું તું જગનું.
દિલ સ્વસ્તિકમાં ઝુકવી વિચરૂં
તે પંથ અમાપનો અંતજ તું.
તુજ આશીષથી જે કાર્ય થયું,
તુજ ચર્ણ મહીં તે લાવી ધરૂં;
ફુલ અર્પી તને! લઉં કંટક હું
એ જીવનનું છે ધ્યેય વિભુ!



# શબ્દકોષ.



અવસાન=મૃત્યુ.
અપરિમિત=સીમા વિનાનો
અનુસરાવતી=દોરતી
અન્વેષણ=શોધ
અગમ નિગમ=ભૂત અને ભવિષ્ય
અવનિ=જગત્
અલભ્ય=ન મળી શકે એવો
અનુવર્તવવું=દોરવું.
આવિર્ભવવું=નીપજવું, થવું
ઓછાડ=ઓઢવાનું વસ્ત્ર.
ઉભય=બન્ને
ઉત્કર્ષ=ઉન્નતિ.
ઉપહાર=અર્પણ
કેન્દ્ર=મધ્યબિંદુ.
નિર્વિકલ્પ=ચળે નહિ તેવો.
પંચત્વ=મૃત્યુ.
પ્રતિકૃતિ=પ્રતિમા
પ્રતિક્ષા=રાહ જોવી
પિપાસુ=જીજ્ઞાસાવાળુ.
પ્રતીતિ=ઝાંખી.
પ્રજ્ઞા=જ્ઞાન.
બિંબભૂત=Archetype
લિપ્ત=લપેટાવું.
વિદ્યુત્તણખો=Electron
વ્યકત કરવું=જાહેર કરવું.
વિત્તભાવના=Sense of Possession
વિફળતા=નિષ્ફળતા.
વિસ્તૃત=વિશાળ, પહોળા.
સદૈવ=સદા
સહભાગ=સરખા ભાગ.
શિર્ષઢાળી=માથું નમાવી
ધૃષ્ટતા=Challenge

# આજ અનુવાદકનાં થોડા વખતમાં બહાર પડનારાં બીજાં પુસ્તકો.

---

**આધ્યાત્મિક લેખ સંગ્રહ.**

જેમાં ડા. બીસેંટ, બીશપ લેડબીટર, સી. જીનરાજદાસ, કર્નલ વેજવુડ વિગેરે સમર્થ વિદ્વાનોની પ્રસાદી પીરસવામાં આવશે.

**પુનર્જન્મ પર પ્રકાશ.**

પુનર્જન્મ અને વિકાસક્રમની ભવ્ય યોજના પર પુરતું અજવાળું નાખે છે.

**દિક્ષા યાને જીવન મુક્તિનો માર્ગ.**

જીવન ઉત્કર્ષનારું અને ખાસ કરીને સેવા ધર્મ સતેજ કરનારૂં ડૉ. બીસેંટનું અમૂલ્ય પુસ્તક.

ડ્રીમરકૃત 'ઓન ધી થ્રેશોલ્ડ' નો અનુવાદ.

મળવાનું ઠેકાણું.

**બ્લૈવેટસ્કી લોજ, થીઓસોફીકલ સોસાયટી.**

એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ.